विविध प्रकारनां अति उपयोगी
मुहूर्त्तोनी चुटणीथी भूषित

# मुहूर्त मुक्तावळी.

मूळश्लोक सहित भाषांतर
लखनार पूर्णचंद्र शर्म्मा
छापी प्रकट करनार




प्रथमावृत्ति प्रत १०००



संवत १९५५—सन १८९९

કિંમત બે આના

७११५

विविध प्रकारनां अति उपयोगी
मुहूर्त्तोनी चुटणीथी भूषित

# मुहूर्त मुक्तावळी.

मूळश्लोक सहित भाषांतर
लखनार पूर्णचंद्र शर्म्मा
छापी प्रकट करनार




प्रथमावृति प्रत १०००



संवत १९५५—सन्न १८९९

કિમ્મત બે આના

૭૨૨૫

श्री लक्ष्मीपति प्रसन्नोस्तु !

# अथ श्री मुहूर्तमुक्तावळी

## गुजराती टीका सह प्रारंभः

### मंगलाचरण.

शार्दूलविक्रीडित छंद.

श्रीशं श्रीहर शारदा गणपतिं ब्रह्मेंद्र नार्कौक सान् ॥
श्रीसूर्यप्रमुखान्ग्रहाण्ऋषिगणान्भक्त्यानमस्कृत्यतान्
नानाग्रन्थसमस्तसारमखिलंव्यालोक्यसम्यक्धिया ॥
वंदेऽहंशिशुबोधनायविशदाःश्रीमु (हू)र्त्तमुक्तावली १

શ્રીપતિ—વિષ્ણુ પરમાત્મા, શ્રી મહાદેવજી, શ્રી સરસ્વતિજી, શ્રી બ્રહ્મા, ઇન્દ્ર, તેત્રીશ કોટિદેવતા, સૂર્યાદિ નવગ્રહો, અને અઠ્યાસીહજાર ઋષિગણને પ્રેમલક્ષણા ભક્તિ પૂર્વક નમસ્કાર કરીને—વિવિધગ્રન્થોનું દોહન કરી સારરૂપ સમસ્ત— અખિલ તત્વ પોતાની શક્તિ અનુસાર બુદ્ધિવડે જોઇને—ગ્રહણ કરીને સારીરીતે બાળકોને બોધ થાય એવા હેતુથી હું—હરિભટ દ્વિજ મંગલ રૂપ મુહૂર્त्त મુક્તાવળી. નામનો લઘુગ્રન્થ કે જે પવિત્ર= યોગ્યછે અને જે સાંસારિક વ્યવહારોપયોગી કાર્યોનાં મુહૂર્તો માટે મોતીઓની શ્રેણીની પેઠે એક પછી એક મુહૂર્त्तની સંકલના યુક્ત છે તે હું કહુંછું—રચુંછું.

( સર્વ દેવોની પ્રતિષ્ટા માટે મુહૂર્ત્ત. )
સ્રગ્ધરા છંદ.

माघादिपंचमासे शशिधवलगते शुक्रसौम्येंदुजीवे ॥
वारेपूर्णाजयाख्यातिथिवृषहरिमेवृश्चिके कुंभलग्ने ॥
धातोपुष्योत्तरात्रिमृगमदितिकरेवासवेमूलमैत्रे ॥
पौष्णाश्विन्योनिलर्क्षेत्रिदशगुरुसदास्थापनंवाप्रतिष्ठा २

માહ, ફાલ્ગુન, ચૈત્ર, વૈશાખ અને જેઠ એ પાંચ મહીનામાંથી ગમે તે મહીનો, અજવાળીયું પખવાડીયું, શુક્ર, સોમ, બુધ તથા ગુરૂ એ ચાર વારમાંથી ગમે તે વાર, ૫, ૧૦, ૧૫, ૩, ૮, ૧૩, એ તિથિઓમાંથી ગમે તે તિથિ, વૃષ, સિંહ, વૃશ્ચિક તથા કુંભ એ ચાર લગ્નમાંથી ગમે તે લગ્ન અને રોહિણી, પુષ્ય, ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાભાદ્રપદ, મૃગશિર, પુનર્વસુ, હસ્ત, ધનિષ્ટા, મૂળ, અનુરાધા, રેવતી, અશ્વિની, તથા સ્વાતિ એ ૧૪ નક્ષત્રપૈકી ગમે તે નક્ષત્ર અર્થાત્ ઉપર કહેલ માસ. તિથિ, વાર. લગ્ન અને નક્ષત્રાદિના સંયોગવાળું મુહૂર્ત્ત હોય તે દિવસે સર્વ દેવોની સ્થાપના તથા પ્રતિષ્ટા કરવી તે સદા સુખદાતા છે. ॥ ૨ ॥

( ગાય આદિ પશુઓ ખરીદવા વા વેચવાનાં મુહૂર્ત્તો. )
દ્રુતવિલંબિત છંદ.

वरुणवासवशक्रविदेवता । ह्यदितिपूषणपुष्पकराश्विनी ।
गुरुभृगूदिनपूर्णजयातिथौ सुरभिविक्रितयाक्रयसिद्ध्यति

શતભિષા, ધનિષ્ટા, જયેષ્ટા, વિશાખા. પુનર્વસુ, પુષ્ય, રેવતી, હસ્ત, અને અશ્વિની એ નક્ષત્રોમાંથી ગમે તે નક્ષત્ર, ગુરૂ તથા શુક્રવાર અને ૫, ૧૦, ૧૫, ૩, ૮, ૧૩, એ તિથિઓમાંથી ગમે તે તિથિ સહિત દિવસે ગાય તથા બીજાં પણ પશુ વગેરે વેચાતાં

લેવાં કે વેચવાં હોય તો અર્થસિદ્ધિને આપે છે.

( હાથી તથા ઘોડા ઉપર પ્રથમ સ્વારી કરવા માટે )

વસંતતિલકા=સાદ્દશ છંદ.

पौष्णद्वयंश्रवणतस्त्रयसंज्ञकंच ॥ हस्तत्रयंस्वादितिभद्वितयंततश्च ॥ वारेज्यचंद्रभृगुजेचबुधेतथैव ॥ आरोहणंगजतुरंगमयोसुखाय ॥ ४ ॥

રેવતી, અશ્વિની, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, પુનર્વસુ અને પુષ્ય એ નક્ષત્રોમાંથી ગમે તે નક્ષત્ર, ગુરૂ, સોમ, શુક્ર તથા બુધ એ ચાર વારમાંથી ગમે તે વાર હોય તે દિવસે હાથી તથા ઘોડા ઉપર પ્રથમ સ્વારી કરવી સુખકારક છે.

( રાજ્યપટ્ટાભિષેક માટે. )

શાલિની છંદ.

पुष्याश्विन्योमूलब्रह्मोत्तराणि शक्रादित्येविष्णुमैत्रेमृगेच शुक्रादित्येचंद्रसौम्येज्यवारे पृथ्वीशानांदिव्यपट्टाभिषेकं

પુષ્ય, અશ્વિની, મૂળ, રોહિણી, ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુનિ, ઉત્તરાભાદ્રપદ, જયેષ્ટા, પુનર્વસુ, શ્રવણ, અનુરાધા અને મૃગશિર એ નક્ષત્રોમાંથી ગમેતે નક્ષત્ર, અને શુક્ર, રવિ, સોમ, બુધ, તથા બૃહસ્પતિ એવાર હોય તે દિવસેં રાજ્યતિલક તથા પટ્ટાભિષેક કરવો ( ગાદીએ બેસારવા ) ઉત્તમછે. ॥ ૫ ॥

( કુવા વાવ ખોદાવવા માટે. )

ભુજંગી છંદ.

सुखंतापसेमाधवेमार्गपौषे। करेवारूणेमैत्रपित्र्येध्रुवेषू ॥ गुरूचंद्रशुक्रार्कसौम्येषुवारे जयानंदभद्रातिथौकूपवापी॥

માહ, વૈશાખ, માગશિર, તથા પોષ એમાંથી ગમે તે માસ, હસ્ત, શતભિષા, અનુરાધા, મધા, રોહિણી, ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુની, અને ઉત્તરાભાદ્રપદ એ નક્ષત્રો પૈકી ગમે તે નક્ષત્ર, તથા બૃહસ્પતિ. સોમ, શુક્ર, આદિત્ય, અને બુધ, એ પૈકી ચાહે તે વાર તથા, ૩, ૮, ૧૩, ૧, ૬, ૧૧, ૨, ૭, ૧૨, એ તિથીઓ પૈકી ગમે તે તિથિ હોય તેવા મુહૂર્તમાં કુવા વાવડીઓ ખોદાવવાનું કાર્ય આરંભવું. ૬ ( ચિત્રા, ધનિષ્ઠા. સ્વાતિ એ નક્ષત્રો પણ લેવા કહેલાંછે. )

( જલાશય વા જલસ્થાપન માટે )

મંદાક્રાંતા છંદ.

शस्तंस्तापस्तपसीमधुकेमाधवेमाशिशस्तं ।
मैत्रेपुष्णाध्रुवहरिजलंअर्कभंवादितिश्च ॥
नंदापूर्णाजयातिथिशुभावासरेचंद्रजीवे ।
सौम्येशुक्रेसुखजलोत्सार्गकर्मप्रकुर्यात् ॥ ७

માહ, ફાગણ, ચૈત્ર, વૈશાખ, એપૈકી ચાહે તે મહીને, અનુરાધા, રેવતી, રોહિણી, શ્રવણ, પુર્વાષાઢા, હસ્ત, ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાભાદ્રપદ, અને પુનર્વસુ એઓ નક્ષત્રોમાંથી ગમે તે નક્ષત્ર, ૧-૬-૧૧-૩-૮-૧૩ ૫ ૧૦-૧૫ એ તિથિયોમાંથી ગમે તે તિથિ અને સોમ, બૃહસ્પતિ, બુધ તથા શુક્ર એમાંથી ગમે તે વારને દિવસે જળ રહેવાનાં સ્થાનક તળાવ અવાડા અને બીજાંપણ જળાશયો કરાવવાં તથા તેઓમાં પાણીભરવાનું મુહુર્ત્ત કરવું. ૭

( ઘર કરાવવા માટે. )

મંદાક્રાંતા છંદ-

मासेमार्गेतपशुभमपिपौषवैशाखशुक्रे ।
नन्दापूर्णाजयतिथिशुभासौम्यशुक्रेंदुजीवे ॥

स्वातौपुष्येमृदुध्रुवकरेवारुणिंचंद्रऋक्षे ।
कुर्यात्गेहंशशिबलशुभेसिंहकुंभाऽलिलग्ने ॥ ८

માગશિર, માહ, પોષ અને વૈશાખ એ મહીના એઓનું અજવાળીયું પખવાડીયું, ૧-૬-૧૧-૩ ૮-૧૩-૫-૧૦-૧૫ એ તિથિઓ પૈકી ગમે તે તિથિ, બુધ, શુક્ર, સોમ તથા ગુરૂવાર એ પૈકી ગમે તે વાર અને સ્વાતિ, પુષ્ય, મૃદુ, રોહિણી, ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાભાદ્રપદ, હસ્ત. શતભિષા, મૃગશિર એઓ નક્ષત્રોમાંથી ચાલુ તે નક્ષત્ર, ૧-૨-૩-૫-૭-૧૦-૧૧ જો પોતાની રાશિને ઘાતિ ન હોય તો એ રાશિના ચંદ્રનું બળ અને સિંહ, કુમ્ભ, તથા વૃશ્ચિક એ લગ્ન પૈકી ગમે તે લગ્ન વાળા દિવસે નવું ઘર કરાવવાનો આરંભ કરવો. ૮

( બારશાખ સ્થાપવા માટે )

ભુજંગપ્રયાત છંદ.

भवेंसूषभेमैत्रपुष्येचशक्रे । करेदस्रचित्रानिलेचादितेच
गुरुंचंद्रशुक्रार्कसौम्येषुवारे। तिथौनंदपूर्णाजयाद्वारशाखा

રેવતી, અનુરાધા, પુષ્ય, હસ્ત, અશ્વિની, જયેષ્ટા, ચિત્રા, સ્વાતિ અને પુનર્વસુ એઓ નક્ષત્રોમાંથી ગમે તે નક્ષત્ર, ગુરૂવાર સોમ, શુક્ર, રવી તથા બુધ એઓ વારમાનો ગમે તે વાર અને ૧-૬-૧૧-૩-૮-૧૩-૫-૧૦-૧૫ એઓ તિથિઓમાની ગમે તે તિથિને દિવસે બારણાની બારશાખ ઉભીકરવી—બેસારવી, જેથી સુખ ધન સંપાદન થાયછે. ૯

---

૧ મૃગશિરા, ચિત્રા, અનુરાધા, અતે રેવતી એટલાં નક્ષત્રો મૃદુ—કોમલ સંજ્ઞાવાળાં કહેવાયછે માટે જ્યાં મૃદુ સંજ્ઞાવાળાં નક્ષત્રો લખ્યાં હોય ત્યાં આ નક્ષત્રોજ જાણવાં.

( નવા ઘરમાં પ્રવેશ—વાસ્તુ માટે )

શાર્દૂલવિક્રીડિત છંદ.

स्यात्सौम्यायनगेंशुमालिनिनभोस्यात्मार्गशीर्षेतथा ।
पौषेमाधवफाल्गुनेशुभतिथौनंदाजयापूर्णिका ॥
वारेवाक्यतिभार्गवेंदुजसनौपुष्येमृदूमेध्रुवे ।
स्वातौवारुणवासवेस्थिरभगेशस्तंगृहप्रवेशनं ॥

સૌમ્યાયન ( ઉત્તર તરફ ગતિ વાળા—ઉત્તરાયન ) ના સૂર્ય હોય ત્યારે તથા શ્રવણ, મૃગશિર, પોષ, વૈશાખ અને ફાગણ એ એ મહીનાઓમાનો કોઇપણ મહીનો, ૧-૬-૧૧-૩-૮-૧૩-૫-૧૦-૧૫ એ તિથિયો પૈકી ચાહે તે તિથિ, ગુરૂ, શુક્ર, બુધ તથા શનિ એમાનો ગમે તે વાર, પુષ્ય, [1]મૃદુ તથા [2]ધ્રુવ સંજ્ઞાવાળાં નક્ષત્રો; તેમજ સ્વાતિ, શતભિષા, અને ધનિષ્ટા એઓ પૈકી કોઇ નક્ષત્ર તથા [3]સ્થિર સંજ્ઞાવાળાં લગ્ન અને [4]વચ્છનો વિચાર રાખી નવા ઘરમાં પ્રવેશ-વાસ્તુ કરવું. ૧૦

---

૧ મૃદુ નક્ષત્રો આગળ કહેવાયાં છે તે.

૨ રોહિણી, ત્રણે ઉત્તરા, એ ૪ નક્ષત્રો ધ્રુવ સંજ્ઞાવાળાં કહેવાયછે.

૩ વૃષ, સિંહ, વૃશ્ચિક, અને કુંભ એ ૪ રાશિનાં લગ્ન સ્થિર સંજ્ઞાવાળાં કહેવાય છે.

૪ કન્યા તુલ તથા વૃશ્ચિક સંક્રાંતિમાં વચ્છનો વાસો પૂર્વમાં, ધન, મકર તથા કુંભ સંક્રાંતિમાં વચ્છનો વાસો દક્ષિણમાં, મીન, મેષ, તથા વૃષ, સંક્રાંતિમાં પશ્ચિમમાં અને મિથુન, મકર, તથા સિંહ સંક્રાંતિમાં વચ્છનો વાસો ઉત્તરમાં હોયછે. વચ્છનો સન્મુખ વાસો હોય ત્યારે ઘર ચણાવવું કે વાસ્તુ કરવું નિષેધ છે.

( નવીન ગામ તથા નવીન નગરમાં પ્રવેશ કરવા માટે )

માલિની છંદ.

तपसिनभसिमार्गेमाधवाख्येतपस्ये । गुरुभृगुबुधवारेनंद पूर्णाजयास्युं ॥ मृदुध्रुवशशिपुष्पेवासवेस्वातिकृष्ये । नवनगरनिवेसंवास्तुशास्त्रेप्रादिष्टं ॥ ११ ॥

ફાગણ, ભાદરવો, મૃગશિર, વૈશાખ તથા માહ એઓ મહીના, તથા ગુરૂ, શુક્ર અને બુધ એઓ વાર, નંદા ( १-६-११ ) પૂર્ણા ( ५-१०-१५ ) જયા ( ३-८-३ ) એ તિથિઓ અને મૃદુ, ધ્રુવ સંજ્ઞાવાળાં નક્ષત્રો તથા પુષ્ય, ધનિષ્ઠા અને સ્વાતિ એઓ નક્ષત્રો અર્થાત્ ઉપર જે મહીના વાર તિથિ અને નક્ષત્રો કહ્યાં તે પૈકી જે દિવસે એ હોય તે દિવસે નવા વસાવેલા ગામમાં કે નગરમાં વાસ્તુ કરવું એમ વાસ્તુ શાસ્ત્રમાં કહેલછે.

( વિદ્યા ભણવા-શીખવા માટે )

વસંતતિલકા છંદ.

पुर्वात्रिदस्त्रकरवासववारुणंच । चंद्रर्क्षपंचहरिमारुतत्रित्रि मूलं ॥ वारेज्यसौम्यभृगुपूर्णजयाचनन्दा । विद्यासुका मलभतेहिसमस्तसिद्धि ॥ १२ ॥

પુર્વાષાઢા, પુર્વાફાલ્ગુની, પુર્વાભાદ્રપદ, અશ્વિની, હુસ્ત, ધનિષ્ઠા, શતભિષા, આદ્રા, મૃગશિરા, પુષ્ય, અશ્લેષા, પુનર્વસુ, શ્રવણ, સ્વાતિ, વિશાખા, અનુરાધા, અને મૂળ એઓ નક્ષત્ર, ગુરૂ, બુધ, શુક્ર એઓ વાર, અને ५-१०-१५-३-८-१३-१-६-११ એ તિથિયો. આ પૈકી ગમે તે નક્ષત્ર વાર તિથિનો સંયોગ હોય તે દિવસે વિદ્યા ભણવી શરૂ કરે તો અવશ્ય સઘળા પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થાયછે

( ગામ જવા માટે મુહૂર્ત્ત )
શાર્દૂલવિક્રીડિત છંદ.

श्रेष्ठंमैत्रमृगर्क्षहस्तहरिभेश्विन्यादितिपूष्णभे ।
पुष्यंवासवशुक्रजीवशशिजेवारेप्रयाणंशुभं ॥
भद्रापूर्णतिथौचसौख्यमतुलंनंदाजयामध्यमं ।
रिक्तानेष्टफलंददातिगमनेविष्टिंचपातंत्यजेत् ॥ १३ ॥

અનુરાધા, મૃગશિર, હસ્ત, શ્રવણ, અશ્વિની, પુનર્વસુ, રેવતી, પુષ્ય, ધનિષ્ઠા, એઓ નક્ષત્ર પૈકી ગમે તે નક્ષત્ર, તથા શુક્ર, ગુરૂ, બુધ એઓ વાર પૈકી ગમે તે વાર અને ભદ્રા ( ૨, ૭, ૧૨, ) પૂર્ણા ( ૫, ૧૦, ૧૫, ) એ તિથિયો પૈકી ગમે તે તિથિ સહ સંયોગ વાળા દિવસે પ્રયાણ કરી ગામ–દેશાંતર જાય તો ઘણું સુખ મળેછે, નંદા ( ૧, ૬, ૧૧ ), જયા ( ૩, ૮, ૧૩ ), એઓ તિથિએ પ્રયાણ કરવાથી સાધારણ સુખ અને રિક્તા ( ૪, ૯, ૧૪ ), એ તિથિઓએ પ્રયાણ કરવાથી ખરાબ ફલ મળેછે માટે રિકતા તિથિ, વિષ્ટિ અને પાત યોગ–( વ્યતીપાત, વૈધૃત, ઉત્પાત, મૃત્યુ, યમઘંડ, કાળ, યમઘંડાદિયોગ ) ત્યજવા. ૧૩

[ इतर ग्रन्थ वचनम् ]

"यमघंटेव्यतिपातवामपृष्टचन्द्रेस्तिथिपूर्णिमा ॥
मासंतःतिथिछेदवृद्धदिवशेपंचेरपिवारिते ॥
पृथ्वीदाघदिनेचवाक्यमशुभेदुर्गारिसुभैरवे ॥
शूलेसन्मुखकालयोगिनिशशीघातःप्रयाणेस्त्यजेत् १४"

યમઘંટ યોગ તથા વ્યતિપાત યોગ હોય, ડાબો તથા પુઠે ચંદ્રનો વાસો હોય, પુનમ તથા અમાવાસ્યા તિથિ હોય, ક્ષય–વૃદ્ધ-

ती तिथि होय, बुधवार होय, पांच मनुष्यो जवा ना पाडतां होय, न्हाना गाममां मरण थवाथी तथा शेहेरमां पोळ शेरीमां मरण थवाथी मनुष्यने अग्निदाह दीधो होय, क्यां जाओछो? एम अशुभ वाकय थतां होय [२]देवचकली [३]चीबरी नेष्ट स्थाने-दिशाए तथा नेष्ट शब्द बोलतीओ होय, [४]दिशाशूळ पुंठे जमणे भागें के सन्मुख होय, काळयोग वा, सन्मुख [५]काळनो वासो होय, [६]योगिणीनो वासो सन्मुख तथा जमणेहोय अने पोताने [७]घातचंद्र होय तो कदि पण परगाम प्रयाण करवुं नहीं. एम अन्य योतिष ग्रंथमां कह्युंछे.

( दांत, मोति, सोनानां, मणिनां, कचकडानां आभूषणो तथा रातां वस्त्र पेहेरवा माटे. )

वसंततिलका छंद.

पौष्णाश्विनीचकरपंचकवासवंच । शुक्रार्कजीवकुजवारविधौर्बलेनं ॥ नंदाजयाख्यपरिपूर्णातिथौप्रशस्तं । दंताब्जहेममणिकच्छपरक्तवस्त्रम् ॥ १४ ॥

मेष, सिंह, अने धनराशिना चंद्रमानो वासो पूर्वमां, वृष, कन्या अने मकरराशिना चंद्रनो दक्षिणमां, मिथुन, तुल अने कुम्भ राशिना चंद्रनो पश्चिममां अने कर्क, मीन तथा वृश्चिक राशिना चंद्रनो वासो उत्तरमां होयछे, तो आ प्रमाणे जोतां जे दिशामां जतां चंद्रमानो वासो सन्मुख, डाबो, जमणोके पुंठे आवे ते तपासवुं. जो सन्मुख होय तो धननो नाश करेछे. जमणो होय तो सुखसंपदा, पुंठे होय तो मरण कष्ट अने डाबो होय तो धननो नाश करे छे; माटे सर्वथी सन्मुखचंद्र लई चालवुं एज सर्व दोषनो नाश कर्त्ताछे. २-३-देवचकली अने चीबरी कया स्थानके-कईदिशामां-कया पेहोरे-केवाशब्दो-अने कोना घरमां बोले छे? ते शुकन शास्त्रवेत्ताने पूछी अथवा अमारा तरफथी प्रकटथएला जनावरोनी शुकनावळीथी ज्ञान मेळववुं.

રેવતી, અશ્વિની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા ધનિષ્ઠા એઓ નક્ષત્રો, શુક્ર, રવી, ગુરૂ, તથા મંગળવાર એઓવાર, અને ૧, ૬, ૧૧, ૩, ૮, ૧૩, ૫, ૧૦, ૧૫ એઓ તિથિયોવાળા સંયોગના દિવસે ચંદ્રનું શ્રેષ્ઠ બળ વિચારીને દાંતનો ચૂડો, મોતીના દાગિના, મણિજડીત દાગિના, સોનાના દાગિના, કચકડાના પદાર્થો અને રાતાં વસ્ત્ર પહેરવાં. ॥ ૧૪ ॥

કેટલાકના મત પ્રમાણે–રોહિણી, પુનર્વસુ, પુષ્ય, ઉત્તરાફાલ્ગુની એ નક્ષત્રોએ, સોમ, શની, મંગળ વગર બીજા વારોએ અને ચોથ, નોંમ, ચૌદશ તથા અમાવાસ્યા એ વિના બીજી તિથિયોએ નવાં વસ્ત્ર, સોના–રૂપાનાં ઘરેણાં, હાથીદાંતનો ચુડો વગેરે પહેરવાં લાભદાતા છે.

( હળ ખેડવાનું મુહૂર્ત. )

મંદાક્રાંતા છંદ.

पक्षस्यादित्रयतिथिहरीपंचम्यांवादशाम्यां ॥
वारेचंद्रोगुरुकविचरंपितृक्षिप्रंद्विदैवं ॥
मूलंधातामृदुमथदितोत्तरार्क्षसमग्रं ॥
कुर्यात्क्षेत्रेहलविधितथामासिसर्वेप्रशस्तं ॥ १५ ॥

પખવાડીયાના શરૂવાતની પહેલી ત્રણ તિથિઓ તથા પાંચમ અને દશમ તિથિ, તેમજ સોમ, વૃહસ્પતિ તથા શુક્ર એવાર અને ચર નક્ષત્ર ( પુનર્વસુ, સ્વાતિ, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા. ), તથા ક્ષિપ્ર નક્ષત્ર ( હસ્ત, વિશાખા, પુષ્ય, અશ્વિનિ, અભિજીત. ), મૂળ, રોહિણી, મૃગશિરા, ચિત્રા, અનુરાધા, રેવતી અને ત્રણે ઉત્તરા [ ઉત્તરાષાઢા, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાભાદ્રપદ ) નક્ષત્ર સંયુક્ત જે દિવસ હોય તે દિવસે હલ ખેડવાનું મુહૂર્ત્ત કરવું. બારમાસમાં ગમે તે મહીને હળ ખેડવા માટે છૂટછે, માત્ર ઉપરના સંયોગ વિચારી ખેડ કરવી. ॥ ૧૫ ॥

કેટલાક જ્યોતિષીઓ અનુરાધાનક્ષત્ર, મઘાનક્ષત્ર અને મંગળવારનું હળખેડવાના મુહૂર્ત્તમાં ગ્રહણ કરેછે.

(ખેત્ર વાડીમાં બીજ પેહેરવા–રોપવા તથા ખળું કરવા માટે.)

દ્રુતવિલંબિત છંદ.

निरुतपैत्रमृदुध्रुववासवे ॥ पवनक्षिप्रपतंगभसार्पभे ॥
गुरुकवीशनिपूर्णजयातिथै । विविधबीजसरोपणमर्दनं ॥

મૂળ, મઘા, મૃદુ સંજ્ઞાવાળાં નક્ષત્રો, ધ્રુવ સંજ્ઞાવાળાં નક્ષત્રો, ધનિષ્ટા, સ્વાતિ, ક્ષિપ્ર સંજ્ઞાવાળાં નક્ષત્રો, રેવતી અને અશ્લેષા એઓ નક્ષત્રો પૈકી ગમે તે નક્ષત્ર, ગુરૂ, શુક્ર, શનિ એવારમાંથી ગમે તે વાર અને ૫, ૧૦, ૧૫, ૩, ૮, ૧૩, એ તિથિઓમાંથી ગમે તે તિથિ–એ સંયોગવાળા દિવસે ખેતર કે વાડીમાં બીજ પેહેરવું–પુંખવું–રોપવું તથા ધાન્યનું ખળું કરવું લાભ કારકછે. ॥ ૧૬ ॥

(ભરત ભરવા તથા ચિત્ર કાહાડવા માટે મુહૂર્ત્ત.)

ઈંદ્રવજ્રા છંદ.

स्वात्यश्विनीचंद्रभमैत्रचित्रा हस्तानिलेचंद्रबुधेज्यशुक्रे ।
भद्राजयापूर्णतिथौचनन्दा कूसीदकार्यंक्रियतेसुसिद्धि ।

સ્વાતિ, અશ્વિની, મૃગશિર, અનુરાધા, ચિત્રા, હસ્ત એ નક્ષત્રો, સોમ, બુધ, ગુરૂ, શુક્ર એવાર અને ૧, ૬, ૧૧, ૨, ૭, ૧૨, ૩, ૮, ૧૩, ૫, ૧૦, ૧૫, એ તિથિઓ પૈકી ગમે તે નક્ષત્ર વાર તિથિના સંયોગવાળા દિવસે ભરત ભરવા તથા ચિત્રામણ આલેખવા શરૂ કરે તો કાર્ય સિદ્ધિ થાયછે. ॥ ૧૭ ॥

(મંત્ર સાધન–આરાધનના આરંભ માટે)

શાર્દૂલવિક્રીડિત છંદ.

मासाश्वांश्वनतोहिषड्भिपुरतस्यात्श्रावणेमाधवे ॥

भद्रापूर्णत्रयोदशीतिथिरवौशुक्रेंदुजेंदुगुरौ ॥
रोहिण्युत्तरशासकंरमरुतंभिष्यंद्विदेवाश्विनी ॥
विष्णुश्चंद्रबलेसुलग्नसमयेप्रारम्भमंत्रार्थदं ॥ १८ ॥

આસો, કાર્તિક, માગશર, પોષ, માહ, ફાલ્ગુણ, શ્રાવણ અને વૈશાખ એઓ માસ, ૨, ૭, ૧૨, ૫, ૧૦, ૧૫, ૧૩ એ તિથિઓ અને રવી, શુક્ર, સોમ, તથા ગુરૂ એવાર; તેમજ રોહિણી, ત્રણે ઉત્તરા, જ્યેષ્ઠા, આર્દ્રા, સ્વાતિ, શતભિષા, વિશાખા, અશ્વિની અને શ્રવણ એઓ નક્ષત્રો એ સંયોગ વાળા દિવસે ચંદ્રબળ તથા શુભ લગ્ને મંત્ર આરાધન કરે તો ચિંતવેલા અર્થની સિદ્ધિ પ્રાપ્ત થાયછે. ॥ ૧૮ ॥

( દારૂ–આસવ–અર્ક–દ્રાવ–સત્વ કાહાડવા માટે. )

માલિની છંદ.

यमशतभिषपैत्रेमारुतेशाक्रसार्पे ॥ वसुभशिवसमूलेत्रीणिपूर्वार्क्षसंज्ञो ॥ जयतिथिशुभपूर्णानंदभद्रासुवारे ॥ शशिगुरुभृगुभौमेमद्यधाराश्वसर्वे ॥ १९ ॥

ભરણી, શતભિષા, મઘા, સ્વાતિ, જ્યેષ્ઠા, અશ્લેષા, ધનિષ્ઠા, આર્દ્રા, મૂળ, અને ત્રણ્યેપૂર્વા ( પૂર્વાષાઢા, પૂર્વાફાલ્ગુની, પૂર્વાભાદ્રપદ ), એઓ નક્ષત્રો પૈકી ચાહે તે નક્ષત્ર, ૩, ૮, ૧૩, ૫, ૧૦, ૧૫, ૧, ૬, ૧૧, ૨, ૭, ૧૨, એ તિથિઓ અને સોમ, ગુરૂ, શુક્ર તથા મંગળ એ વાર પૈકી ગમે તે વાર વાળા સંયોગ યુક્ત દિવસે દારૂ, આસવ, અરિષ્ઠ, અર્ક, શંખદ્રાવાદિદ્રાવ, અને રસ વગેરે કાહાડવા જેથી લાભ મળેછે. ॥ ૧૯ ॥

( ગાંડું–ગાડી, નાવ, પાલખી–મિયાના, ડોળી, રેંટીઓ, તથા રેંટ માટે )

દ્રુતવિલંબિત છંદ.

अदितिभिक्षिप्रमशाक्रमृदुस्तथा ॥ भृगुजवाक्पतिपूर्णजया तिथौ ॥ शकटनाव सुखासनशिबीका ॥ भ्रमणिकाअरहंटचासिद्धिदं ॥ २० ॥

પુનર્વસુ, ક્ષિપ્ર સંજ્ઞાવાળાં જ્યેષ્ટા મૃદુ સંજ્ઞાવાળનક્ષાં ત્રો, તથા શુક્ર અને ગુરૂવાર તેમજ ૩, ૮, ૧૩, ૫, ૧૦, ૧૫, એ તિથિઓમાંથી ગમે તે તિથિ અર્થાત્ ઉપર કહેલા નક્ષત્ર વાર અને તિથિયોના સંયોગ વાળો દિવસ હોય તે દિવસે ગાડાં–ગાડી, નાવ–જહાજ, પાલખી, મિયાના, ડાળી એઓ વિષે પ્રથમ સ્વારી કરવી હોય વા એઓને નવાં કરાવ્યા પછી પ્રથમ કામમાં લેવાં હોય તો, તથા રેંટીઓ અને કુવા ઉપર ફેરવવાના રેંટ–અરહટને પ્રથમ ઉપયોગમાં લેવા હોય તો મનોર્થ સિદ્ધિને આપેછે. ॥ ૨૦ ॥

( પાણીની પરબ તથા પાણીના અવાડા માટે )

ભુજંગી છંદ.

मृगंवारुणंसध्रुवंसानुराधा । जलंरेवतीनन्दपूर्णाजयाच । तिथौचंद्रशुक्रेंदुजेज्येंचवारे ॥ महत्सौख्यदंस्यात्प्रपारंभ कार्यां ॥ २१ ॥

મૃગશિર, શતભિષા, ધ્રુવસંજ્ઞાવાળાં નક્ષત્રો, અનુરાધા, પુર્વાષાઢા અને રેવતી એટલાં નક્ષત્રો, તથા ૧, ૬, ૧૧, ૩, ૮, ૧૩, ૫, ૧૦, ૧૫ એટલી તિથિયો અને સોમ, શુક્ર, બુધ તથા ગુરૂ એટલા વાર એઓ પૈકી ગમે તે નક્ષત્ર, તિથિ, વારના સંયોગવાળો દિવસ હોય તે દિવસે પાણીના અવાડા–હવાડામાં પાણી ભરવું અને પાણીની પરબ મંડાવવી–બનાવવી હોય તો મહા સુખ આપેછે

( ઘરઘરણા-નાતરા માટે મુહૂર્ત્ત )

વસંતતિલકા છંદ.

हस्तादिपंचचतुरंगभसंधनिष्ठा ।मार्त्तंडभौमभृगुवाक्यति वासरेषू ॥ नंदाथभद्रजयपूर्णवृषालिकुंभे ॥ सिंहेसुखंभवति पुत्रपुनर्गृहंचं ॥ २२ ॥

હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, અશ્વિની તથા ધનિષ્ટા એટલાં નક્ષત્રો, રવી, મંગળ, શુક્ર, બૃહસ્પતિ એટલા વાર, ૧, ૬, ૧૧, ૨, ૭, ૧૨, ૩, ૮, ૧૩, ૫, ૧૦, ૧૫, એટલી તિથિયો અને વૃષ, વૃશ્ચિક, કુમ્ભ, અને સિંહ એટલાં લગ્નો એઓમાંથી ગમે તે નક્ષત્ર, વાર, તિથિ, લગ્નના સંયોગવાળા દિવસે ઘર ઘરણું કરવું જેથી પુત્ર સુખ પ્રાપ્ત થાયછે. ॥ ૨૨ ॥

( વરકન્યાને પરણવાનું મુહૂર્ત્ત )

શાર્દૂલવિક્રીડિત છંદ.

षण्मासातपपूर्वकंतिथिजयाभद्राचपूर्णातिथौ ॥
रिक्तानंदसमस्तवासरशुभेसौम्यायनेऽर्केचरं ॥
मूलंमैत्रभरेवतीशशिकरेस्वत्यूत्तरारोहिणी ॥
माघास्यान्मृगलोचनीकरतलंसंपीडनंसिद्धिदं ॥ २३ ॥

પોષ, માગશર, માહ, ફાગણ, વૈશાખ, અને જેઠ એટલા મહીનાઓમાં, ૩, ૮, ૧૩, ૨, ૭, ૧૨, ૫, ૧૦, ૧૫, ૪, ૯, ૧૪, ૧, ૬, ૧૧, એ ૧૫ તિથિયોમાં, ઉત્તરાયણના સૂર્યમાં, ચર સંજ્ઞાવાળાં ( પુનર્વસુ, સ્વાતિ, શ્રવણ, ધનિષ્ટા શતભિષા ) નક્ષત્રો તથા મૂળ, અનુરાધા, રેવતી, મૃગશિરા, હસ્ત, ત્રણે ઉત્તરા, રોહિણી, અને મઘા એટલાં નક્ષત્રોમાં, તથા સાતે વારે, વરકન્યાનાં લગ્ન કર્યાથી સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાયછે. ॥ ૨૩ ॥

કેટલાક યોતિષિયોના મત પ્રમાણે ૪, ૮, ૧૪, અને ૦)-અમાવાસ્યા એ ચાર તિથિયો, રવી, મંગળ, શનિ એ ત્રણ વાર વરકન્યાના લગ્નમાં લેવા નિષેધ્છે. આ સંબંધના વિશેષ ખુલાશા. માટે વિવાહપટલ નામનો ગ્રન્થ વાચો.

[ વહુનું આણું-તેડું કરાવી પ્રથમ ઘરમાં પ્રવેશ કરાવવા માટે ]

ઉપજાતિ છંદ.

मृदुध्रुवंवासवपुष्यमूलं मघानिलंविष्णुकराश्विनीषू ॥
भृग्वेंदुजीवार्किजयाचपूर्णानन्दाप्रसस्तोहिवधुंप्रवेशे २४

મૃદુ તથા ધ્રુવસંજ્ઞાવાળાં નક્ષત્રો; તેમજ ધનિષ્ટા, પુષ્ય, મૂળ, મઘા, સ્વાતિ, શ્રવણ, હસ્ત, અને અશ્વિની એટલાં નક્ષત્રો, શુક્ર, સોમ, વૃહસ્પતિ, શનિ એટલા વારો, ૩, ૮, ૧૩, ૫, ૧૦, ૧૫, ૧, ૬, ૧૧, એટલી તિથિયોમાં શુભ ચંદ્રબળ જોઇ વહુને પ્રથમ ઘરમાં પ્રવેશ કરાવવો તો અવશ્ય સુખ પ્રાપ્ત થાયછે. ॥ ૨૪ ॥

કેટલાકના મત પ્રમાણે-વરકન્યાનો હસ્ત મેળાપ થયા પછી સોળ દિવસની અંદર વરકન્યા વળાવવાં હોય તો બેકીના દિવસોમાં-૨, ૪, ૬, ૮, તથા એકીના દિવસોમાં-૫. ૭,-૯ વળાવવાં પણ સોળ ઉપરાંત વળાવવાં હોય તો એકીમે દિવસે, એકીમે મહીને અને એકીમેં વર્ષે વળાવવાં અને પાંચવર્ષ પછી વળાવવા અને પાંચવર્ષ પછી વળાવવાં હોય તો ગમે ત્યારે વરકન્યા વળાવાયછે. વૈશાખ, ફાગણ. માગશિર, એટલા મહીનાનાં અજવાળીઆ પખવાડીયામાં અને લગનના મુહૂર્ત્તમાં ગણાવેલાં નક્ષત્રો તથા, શ્રવણ, ધનિષ્ટા, ચિત્રા, અશ્વિની, પુષ્ય એટલાં નક્ષત્રોને દિવસે સારા ચોઘડીયામાં વરકન્યાને વળાવવાં ફાયદા કારકછે.

( નવલ વધુના પ્રથમ સમાગમ માટેનું મુહૂર્ત્ત. )

વસંતતિલકા છંદ.

त्यक्त्वाचतुर्यनिशिभंशुभपंचमेन्हौ ॥ पौष्णाश्विनीपितृभ

मूलसदाहिधिष्णं ॥ चंद्रेज्यशुक्रतिथिनंदतथापिभद्रा ॥
पुत्रोदयंभवतितेऋतुदानमेतत् ॥ २५ ॥

સ્ત્રી રજસ્વળા ધર્મથી ત્રીજે દિવસે ન્હાહી ચોથે દિવસે પુનઃપવિત્રથઇ પાંચમે દિવસે ઋતુદાન યોગ થાય એટલે પુરૂષે તેને ઋતુદાન આપવું, પણ રેવતી, અશ્વિની, મઘા તથા મૂળ એટલાં નક્ષત્રોમાં, સોમ, ગુરૂ શુક્ર એટલા વરોમાં, ૧, ૬, ૧૧, ૨, ૭, ૧૨ એટલી તિથિઓમાં પરણી લાવેલી કે નાતરૂં કરી લાવેલી સ્ત્રી સાથે પ્રથમ સમાગમ કરવો જેથી પુત્ર પ્રાપ્તિ થાયછે. ૨૫ (ઋતુસ્નાન વખતે કેમ વર્ત્તવું? ઋતુદાન કયારે તથા કેવી સ્ત્રીને દેવું? તે વિષેનો સ્પષ્ટ ખુલાશો મનુસ્મૃતિમાં અને ચરક, સુશ્રુત તથા વાગભટમાં જુવો.)

(અધરણી અથવા રાખડી બાંધવાનું મુહૂર્ત્ત.)

સ્રગ્ધરા છંદ.

मासेषष्टाष्टमेवामृगहरिकरभेमूलपुष्यादितिश्च ॥
नंदापूर्णाजयास्युभदतिथिशुभाभूसूतेर्केज्यवारे ॥
त्यक्त्वागंडांतभद्रागिरिकरणतथावज्रविष्कंभयोस्तु ॥
कुर्याशीमंतकार्यांशशिबलसहितंकर्कचापालिलग्ने २६

ગર્ભરહ્યાથી છઠ્ઠે કે આઠમે મહીને, તથા મૃગશિર, શ્રવણ, હસ્ત, મૂળ, પુષ્ય, પુનર્વસુ, એટલાં નક્ષત્રોમાં, ૧, ૬, ૧૧, ૨, ૭, ૧૨, ૩, ૮, ૧૩, ૫, ૧૦, ૧૫ એટલી તિથિયોમાં અને મંગળ, રવી, ગુરૂ એટલા વારોમાં, તથા કર્ક, ધન, વૃશ્ચિક એ લગ્નોમાં સારા ચંદ્રના બળ સહિત દિવસે ખોળો ભરવો, સીમંતના કાર્યમાં ગંડાંત યોગ, ભદ્રા, ગિરી નામનું કરણ, અને વજ્ર તથા વિષ્કંભ યોગ ત્યજવા. ॥ ૨૬ ॥

કેટલાકના મત પ્રમાણે–અનુરાધા, પૂર્વાભાદ્રપદ, અશ્વિની, અભિજત્ એ નક્ષત્રો, શુક્રવાર, અને મિથુનરાશિ વિના બીજા એકીની રાશિના લગ્નની ઘડીઓમાં અધરણીનું મુહૂર્ત્ત સારૂંછે. બીજે કે ત્રીજે મહીને ન્હાનોખોળો–પુંસવન અને ચોથે છઠ્ઠે કે આઠમે મહીને મ્હોટો ખોળો–સીમંતોન્નયન ફાયદાકારક છે.

( બાળકને પહેલા અન્ન ખવરાવવાનું મુહૂર્ત્ત. )

ભુજંગી છંદ.

नराणंचषष्टाऽष्टमेमासिशस्तं ध्रुवंवाजिहस्तंमृदुवैष्णवंच।
गुरुज्ञेऽर्कवारेंदुशुक्लेचपक्षे ॥ जयानंदभद्राशिशौःप्रासनं-
स्यात् ॥ २७ ॥

છોકરાને પાંચમે તથા આઠમે મહીને અને છોડીને પાંચમે મહીને તેમજ ધ્રુવસંજ્ઞાવાળાં નક્ષત્રો, અશ્વિની, હસ્ત, મૃદુસંજ્ઞાવાળાં નક્ષત્રો, શ્રવણ–એટલાં નક્ષત્રોમાં, બુધ, ગુરૂ, રવી, સોમ એટલા વારોમાં, અજુવાળીઆમાં, ૩, ૮, ૧૩, ૧, ૬, ૧૧, ૨, ૭, ૧૨ એટલી તિથિયોમાં બાળકને પ્રથમ અન્ન ખવરાવવું. ॥ ૨૭ ॥

( બાળકના કાન વિંધવાનું મુહૂર્ત્ત. )

શાર્દૂલવિક્રીડિત છંદ.

जन्माद्वर्षतृतीयपंचममथोमासेमधौकार्तिके ॥
पौषेवासरसौम्यभार्गवगुरौनंदाचभद्राजया ॥
पूर्णास्यात्तिथिदस्त्रमैत्रशशिभेहस्तद्वयंचादिते ॥
रेवत्युत्तरपुष्यवासवबुधैःसंवेधकर्णशिशौ ॥ २८ ॥

જન્મથી ત્રીજે, પાંચમે મહીને તથા ચૈત્ર, કાર્તિક, પોષ એએ મહીનામાં, સોમ, શુક્ર, ગુરૂ, રવી એટલા વારોમાં, ૧, ૬,

११, २, ७, १२, ३, ८, १३, ५, १०, १५ એટલી તિથિયોમાં અને અશ્વિની, અનુરાધા, મૃગશિર, હસ્ત, ચિત્રા, પુનર્વસુ, રેવતી, ત્રણે ઉત્તરા, પુષ્ય, ધનિષ્ટા એટલાં નક્ષત્રોમાં અર્થાત્ ઉપર કહેલા માસ, વાર, તિથિ અને નક્ષત્રોપૈકી ગમે તે માસ—આદિના સંયોગવાળા દિવસે બાળકના કાન વિંધાવવા. ॥ २८ ॥

કેટલાકના મત પ્રમાણે—બુધવાર તથા જયેષ્ટા નક્ષત્ર કાન વિંધવાના કામ વિષે લેવામાં કશી હરકત નથી.

( બાળકના પ્રથમ વાળ ઉતરાવવા—હજામત કરાવવાનું મુહૂર્ત્ત. )

पौष्णचंद्रभपुनर्वसुपुष्यं । शाक्रसंहरहयंचविशाखा ॥
पंचसप्तमिदंसाहिजयासू । भार्गवेज्यशशिसौम्यसुमुंडनं ॥

રેવતી, મૃગશિર, પુનર્વસુ, પુષ્ય, આર્દ્રા, હસ્ત, અશ્વિની, વિશાખા એટલાં નક્ષત્રોમાં, ५, ७, १०, ३, ८, १३ એટલી તિથિયોમાં અને શુક્ર, ગુરૂ, સોમ તથા બુધ એ વારોમાં બાળકના પહેલ વહેલા વાળ ઉતરાવવા—હજામત કરાવવી યોગ્ય છે. ॥ २९ ॥

કેટલાકના મત પ્રમાણે—જયેષ્ટા, રેવતી, ચિત્રા, સ્વાતિ, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા એ નક્ષત્રો પ્રથમ ક્ષોર કર્મમાં લેવાં સમ્મત છે.

( ઘોડીઆ—પાલણામાં બાળકને પોઢાડવાનું મુહૂર્ત્ત. )

ઉપજાતિ છંદ.

हरित्रयंचादितिभद्वयंच । करत्रयंरेवतिचाश्विनीषू ॥
सौम्येंदुशुक्रोज्यचनंदभद्रा । चांदोलनंवैशिशुनंप्रशस्तं ॥

શ્રવણ, ધનિષ્ટા, શતભિષા, પુનર્વસુ, પુષ્ય, હસ્ત, ચિત્રા, સ્વાતિ, રેવતી, અશ્વિની એટલાં નક્ષત્રોમાં, સોમ, બુધ, શુક્ર, ગુરૂ એટલા વારોમાં, १, ६, ११, २, ७, १२, એ તિથિયોમાં બાળકને પ્રથમ ઘોડીયા—પાલણામાં પોઢાડવો. ॥ ३० ॥

(અગ્નિહોત્રપણું અંગિકાર કરવાનું મુહૂર્ત્ત.)
શાર્દૂલવિક્રીડિત છંદ.

शस्तोभाद्रमघुंसुचीनभंतथावैशाखशाक्रोज्जुकं ।
फाल्गुन्यंकुहुरोहिंणीयुतशुभंशुक्रेगुरौवासरे ॥
ऋक्षंक्षिप्रमृदुध्रुवंचदहनंशाक्रादितिखेचरं ।
भद्रावाऽपिजयासुनंदतिथयोरग्नेर्विधानंशुभं ॥ ३१ ॥

ભાદરવો, આષાઢ, ચૈત્ર, શ્રાવણ, વૈશાખ, જેઠ, કાર્તિક તથા ફાગણ એઓપૈકી ગમે તે મહીનો, ગુરૂ અને શુક્રવાર એપૈકી ગમે તે વારે, ક્ષિપ્ર, મૃદુ, ધ્રુવ અને ચર સંજ્ઞાવાળાં નક્ષત્રો તથા રોહિણી, કૃતિકા, જયેષ્ટા, પુનર્વસુ એ નક્ષત્રોમાં, ૨, ૭, ૧૨, ૩, ૮, ૧૩, ૧, ૬, ૧૧, એ તિથિયોમાં અગ્નિહોત્ર વિધાન કરવું શુભદાયક છે. ૩૧

(બાળકને જનોઈ પહેરાવવા–ધારણ કરાવવાનું મુહૂર્ત્ત.)
શાર્દૂલવિક્રીડિત છંદ.

आधानेष्टमवर्षशंकराविधिविप्रेनृपेस्याद्विषां ।
माघादौखलुमासपंचकशुभंकर्मोपवीतंनृणां ॥
पूषादस्त्रकरत्रयंशशिहरिपुष्योदितिर्वासवं ।
क्ष्मासूनंगुरुशुक्रसौम्यदिवसेनंदाचपूर्णाजया ॥ ३२ ॥

બ્રાહ્મણના બાળકને, ગર્ભ રહ્યો હોય ત્યારથી આઠમે વર્ષે, ક્ષત્રિય પુત્રને, ગર્ભાધાનથી અગ્યારમે વર્ષે અને વૈશ્યના પુત્રને, ગર્ભાધાનથી બારમે વર્ષે જનોઈ દેવું. મહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ અને જેઠ એ પાંચ મહીનાપૈકી ગમે તે માસ, રેવતી, અશ્વિની, હસ્ત, ચિત્રા, સ્વાતિ, મૃગશિર, શ્રવણ, પુષ્ય, પુનર્વસુ, ધનિષ્ઠા, એટલાં નક્ષત્રોમાં, તથા મંગળ, બુધ, ગુરૂ, શુક્ર એટલા વારોમાં

અને ૧, ૬, ૧૧, ૫, ૧૦, ૧૫, ૩, ૮, ૧૩, એટલી તિથિયોમાં જનોઈ દેવું. ॥ ૩૨ ॥

( નવાં વસ્ત્ર-કપડાં પેહેરવા માટે મુહૂર્ત્ત. )

શાલિની છંદ.

पुष्यादीतिवासवंहस्तपंचं । धाताऋक्षंदस्त्रपूर्वोत्तराच ॥ सौम्येशुक्रेवाक्यतेनंदभद्रा । पूर्णानित्यंवस्त्रधार्य्यंजयाश्रू ॥ ३३ ॥

પુષ્ય, પુનર્વસુ, ધનિષ્ટા, હસ્ત, ચિત્રા, સ્વાતિ, વિશાખા, અનુરાધા, રોહિણી, અશ્વિની, ત્રણે પૂર્વા, તથા ત્રણે ઉત્તરા એટલાં નક્ષત્રોમાં, બુધ, શુક્ર, ગુરૂ એટલા વારોમાં, ૧, ૬, ૧૧, ૨, ૭, ૧૨, ૫, ૧૦, ૧૫ એટલી તિથિયોમાં નવાં વસ્ત્ર પહેરવાં જેથી જય થાય છે. ॥ ૩૩ ॥

( ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ તથા અથર્વવેદ ભણવાનાં મુહૂર્ત્તો. )

વસંતતિલકા છંદ.

हस्तत्रयंभुजगशंकरविष्णुपूर्वा । मूलेषुऋग्वटुवरंगुरुवासरेषू ॥ पूषादितिद्रुहिणपुष्यशशांकहस्त । मैत्रोत्तरात्रयजुषांभृगुवासरेषू ॥ ३४ ॥ पूष्योत्तराहरिभवासवसर्वहस्त । दस्रोकुजेन्हिनयनंखलुसामगानं ॥ त्वष्टादितिवसुभमारुतमैत्रदस्रं । गोविंदहस्तशशिजेन्हिरथर्वणानां ३५

હસ્ત, ચિત્રા, સ્વાતિ, અશ્લેષા, આર્દ્રા, શ્રવણ, ત્રણે પૂર્વા, તથા મૂળ એટલાં નક્ષત્રો, અને ગુરૂવારે ऋग्वेद ભણવો શરૂ કરવો.

રેવતી, પુનર્વસુ, રોહિણી, પુષ્ય, મૃગશિર, હસ્ત, અનુરાધા, તથા ત્રણે ઉત્તરા એટલાં નક્ષત્રો અને શુક્રવારે यजुर्वेद ભણવો.

શરૂ કરવો—આ મુહૂર્ત્ત બહુએ દોડાવવાના કામમાં લેવું. ૩૪

•પુષ્ય, ત્રણે ઉત્તરા, શ્રવણ, ધનિષ્ઠા, આર્દ્રા, હસ્ત, અશ્વિની એટલાં નક્ષત્રો અને મંગળવારે સામવેદ ભણવો શરૂ કરવો.

ચિત્રા, પુનર્વસુ, ધનિષ્ઠા, સ્વાતિ, અનુરાધા, અશ્વિની, શ્રવણ તથા હસ્ત એટલાં નક્ષત્રો અને બુધવારે અથર્વવેદ ભણવો શરૂ કરવો. ૩૫

( નૃત્ય-નાચ શીખવાના આરંભ માટે મુહૂર્ત્ત. )

અનુષ્ટુપ્ છંદ.

वासवंवारुणंपूषा । शाक्रंमैत्रोत्तराकरं ॥
तिथौनंदाचपूर्णाच । नाटारंभोभृगोर्दिने ॥ ३६ ॥

ધનિષ્ઠા, શતભિષા, રેવતી, જયેષ્ઠા, અનુરાધા, ત્રણ્યે ઉત્તરા અને હસ્ત એટલાં નક્ષત્રો તથા ૧, ૬, ૧૧, ૫, ૧૦, ૧૫ એટલી તિથિયોમાં અને શુક્રવારે નાચવાનું ગાવાનું કામ શીખવું લાભદાયક છે. ॥ ૩૬ ॥

( સંન્યાસ-દીક્ષા ધારણ કરવાનું મુહૂર્ત્ત. )

ઇંદ્રવજ્રા છંદ.

पूष्योत्तरात्रीणिचचंद्रऋक्षं । पोष्णानुराधामृगवासवंच ॥
तिथ्येस्तुपूर्णाऽर्कजजीववारे । संन्यासधार्यंनृपपुंगवानां ॥

પુષ્ય, ત્રણે ઉત્તરા ( ઉત્તરાષાઢા, ઉત્તરા ફાલ્ગુની, ઉત્તરા ભાદ્રપદ ), મૃગશિર, રેવતી, અનુરાધા, મૃગશિર અને ધનિષ્ઠા એટલાં નક્ષત્રોમાં, તથા ૫, ૧૦, ૧૫ એટલી તિથિયોમાં અને શનિ તથા ગુરૂવારે સંન્યાસ વા અન્ય દીક્ષા ધારણ કરવી.

"જૈન સાધુઓની દીક્ષા લેવા માટે મૂળ, પુનર્વસુ, સ્વાતિ, અનુરાધા, હસ્ત, શ્રવણ, રેવતી, ત્રણે ઉત્તરા, રોહિણી, અશ્વિની,

અને શતભિષા એટલાં નક્ષત્રો તથા બુધ, સોમ, ગુરૂ, શુક્ર, એટલા વારોમાં દીક્ષા આપવી.

જૈન મુનિને દીક્ષા લીધા પછી પ્રથમ વિહાર, આલોચના, તપ નાંદિ અને ઉપધાન કરવા માટે ચિત્રા, સ્વાતિ, અનુરાધા, રેવતી, મૃગશિર, રોહિણી, ત્રણે ઉત્તરા, પુનર્વસુ, શ્રવણ, શતભિષા, ધનિષ્ઠા, પુષ્ય, હસ્ત, અને અશ્વિની એટલાં નક્ષત્રો તથા રવી, સોમ, ગુરૂ, શુક્ર એટલા વારોમાં ( ઉપરનાં ) કાર્યો કરવાં."

( સોનાના દાગીના પહેરવાનું મુહૂર્ત્ત. )

शाक्रमैत्रमृगवायुकराश्वि । रेवतींदुगुरुवासरभद्रा ॥
विष्टिमृत्युभवयोगविहाय । घाटिकांचनक्रियतेनरेश ३८

જ્યેષ્ટા, અનુરાધા, મૃગશિર. સ્વાતિ, અશ્વિની, રેવતી એટલાં નક્ષત્રો અને સોમ, ગુરૂવાર તથા ભદ્રા ( ૨, ૭, ૧૨ ) તિથિ એઓ સંયોગવાળા, વિષ્ટિ, મૃત્યુયોગ રહિત દિવસે સોનાના ઘાટ ઘરેણાં રાજાએ ધારણ કરવાં. ॥ ૩૮ ॥

( દ્રોહ તથા સંગ્રામ-લડાઇ માટે મુહૂર્ત્ત. )

શાલિની છંદ.

पूर्वातिस्रंसार्प्पयुग्मांतिकंचं । विष्णुश्चित्रावासवंरुद्रद्धिष्णुं
भूपुत्रार्किभार्गवेसूर्यवारे । रिक्तानंदोद्रोहकार्यप्रशस्तं ३९

રથોદ્ધતા છંદ.

स्वातिवाजिशशिभाद्धिदैवतं । पौष्णभंचध्रुवसंज्ञकंतथा ॥
सौम्यशुक्रगुरुचार्कवासरे । संगरेविजयदंजयार्थिनां ४०

કોઇની સાથે દ્રોહ કરવો હોય તો, ત્રણે પૂર્વા, અશ્લેષા, મઘા, રેવતી, શ્રવણ, ચિત્રા, ધનિષ્ટા, આર્દ્રા એટલાં નક્ષત્રોમાં

તથા મંગળ, શનિ, શુક્ર, રવી એટલા વારોમાં અને ૪, ૯, ૧૪, ૧, ૬, ૧૧ એટલી તિથિયો એ સંયોગવાળા દિવસોમાં દ્વેષ-દ્રોહ કરવો. ॥ ૩૯ ॥

યુદ્ધ-લઢાઇ કરી વિજય મેળવવાની ઇચ્છા હોય તો-સ્વાતિ, અશ્વિની, મૃગશિર, વિશાખા, અને ધ્રુવસંજ્ઞાવાળાં નક્ષત્રોમાં તથા બુધ, શુક્ર, આદિત્ય અને ગુરૂવારે સંગ્રામ આરંભવો, જેથી જીત મેળવાય છે. ॥ ૪૦ ॥

( જુગાર રમવામાં જીત થવા માટે મુહૂર્ત્ત. )

માલિની છંદ.

वसुभशतभशाक्रेपितृसार्प्पेंद्विदैवे । यमशतभिषपूर्वात्री णीपुष्याऽर्केधिष्णे ॥ शशिगुरुभृगुवारेनन्दपूर्णातिथौच । घटझखअलिलग्नेद्यूतकार्यस्यासिद्धि ॥ ४१ ॥

ધનિષ્ટા, શતભિષા, જ્યેષ્ટા, મઘા, અશ્લેષા, વિશાખા, ભરણી, પૂર્વા, પુષ્ય અને હસ્ત એટલાં નક્ષત્રોમાં તથા સોમ, ગુરૂ, શુક્ર, એ વારોમાં, તેમજ ૧, ૬, ૧૧, ૫, ૧૦, ૧૫ એ તિથિયોમાં અને કુંભ, મકર, વૃશ્ચિક એ લગ્નોમાં જુગાર રમવા શરૂ કરવો જેથી અવશ્ય જીતે છે. ૪૧

( ચોરીના કામો કરવાનું મુહૂર્ત્ત. )

અનુષ્ટુપ્ છંદ.

सार्पार्द्रांतिक्तस्वातिषू । धनिष्टाद्यामिशाक्रभं ॥
शनिभौमादिनेरिक्ता । चौरकर्मप्रसिद्ध्यति ॥ ४२ ॥

અશ્લેષા, મૃગશિર, રેવતી, સ્વાતિ, ધનિષ્ટા, કૃતિકા, જ્યેષ્ટા એટલાં નક્ષત્રોમાં, શનિ-મંગળવારે અને ૪-૯-૧૪ એ તિથિયોમાં

ચોરીનાં કામો કરવાં, જેથી સિદ્ધિ થાય છે. અર્થાત્ તે ચોરી પક-ડાતી નથી. ॥ ૪૨ ॥

( ભંડારમાં-ત્રીજોરીમાં ધન ભરવાનું મુહૂર્ત્ત. )

ભુજંગી છંદ.

मघामूलपूर्वात्रयंवायुऋक्षं । विशाखांतकंसार्प्पिभौमा ऽर्कवारे ॥ तिथौनन्दपूर्णाघटालिमृगेंद्रे । निधिक्षेपणेध न्यकार्येषुसिद्धि ॥ ४३ ॥

મઘા, મૂળ, ત્રણે પૂર્વા ( પૂર્વાષાઢા, પૂર્વાફાલ્ગુની, પૂર્વા ભાદ્રપદ ), સ્વાતિ, વિશાખા, રેવતી, તથા અશ્લેષા એટલાં નક્ષત્રોમાં, તેમજ મંગળ, રવી એ બે વારમાં અને ૧, ૬, ૧૧, ૫, ૧૦, ૧૫ એટલી તિથિયોમાં તથા કુમ્ભ, વૃશ્ચિક, સિંહ એટલાં લગ્નોમાં ભંડાર-પટારા-પેટી કે ત્રીજોરીમાં પ્રથમ ધન મુકવાથી કાર્ય સિદ્ધિ થાય છે. ॥ ૪૩ ॥

( મલ્લયુદ્ધ-કુસ્તિ શીખવા માટે મુહૂર્ત્ત. )

રથોદ્ધતા છંદ.

अश्विनीशशिभपौष्णसध्रुवं । क्षमासूताऽर्कशशिजेजया तिथौ ॥ कर्कसिंहमकरेधनलग्ने ॥ मल्लयुद्धमखिलेषुसि द्धिदं ॥ ४४ ॥

અશ્વિની, મૃગશિર, રેવતી અને ધ્રુવ સંજ્ઞાવાળાં નક્ષત્રોમાં, તથા મંગળ, રવી, બુધ એઓ વારોમાં અને ૩, ૮, ૧૩ એ તિથિયોમાં તેમજ કર્ક, સિંહ, મકર, ધન એ લગ્નોમાં મલ્લયુદ્ધ-કુસ્તિ શીખવાનો પ્રારંભ કરે તો સિદ્ધિ આપે છે. ૪૪

( મંદિરને વિષે તોરણ ધ્વજા-પતાકા શોભાવવા માટે. )

સ્રગ્ધરા છંદ.

मार्गेवैशाखपौषेतपसिनभशुभेरौद्रगोविंदपुष्ये ।
ब्रह्मर्क्षेउत्तरात्रिशतभिषवसुभेनंदपूर्णातिथौच ॥
भृग्वेंदुसौम्यवारेवृषहरिघटकेतोरणंसद्धजीवा ॥
शस्तंप्राशादक्षेत्रंउडुपतिसबलेविष्टिपातौविहाय ॥४५॥

માગશિર, વૈશાખ, પોષ, ફાગણ એટલા મહીનાઓમાં, તથા આર્દ્રા, શ્રવણ, પુષ્ય, રોહિણી, ત્રણે ઉત્તરા, શતભિષા, ધનિષ્ટા, એટલાં નક્ષત્રોમાં, ૧, ૬, ૧૧, ૫, ૧૦, ૧૫ એટલી તિથિયોમાં, શુક્ર, સોમ, બુધ એટલા વારોમાં અને વૃષ, સિંહ તથા કુમ્ભ એટલાં લગ્નોમાં ચંદ્રનું બળ વિચારી ( ભદ્રા ) વિષ્ટિ અને પાતયોગ ત્યજીને દેવમંદિરે તોરણ-પતાકા શોભાવે તો લાભદાયક છે. ૪૫

( બાગ-બગીચામાં ઝાડ-વેલ ઔષધીઓના રોપ કરવાનું મુહૂર્ત્ત. )

વસંતતિલકા છંદ.

श्रीकंठसध्रुववसुशततारकंच । सर्वर्क्षपुष्यशशिदिव्यसु
शुक्लपक्षे ॥ पूर्णाजयातिथिगुरुभृगुवासरेच । आरामपा
दपलतौषधिरोपणस्यात् ॥ ४६ ॥

શ્રવણ, ધ્રુવ સંજ્ઞાવાળાં નક્ષત્રો, ધનિષ્ટા, શતભિષા, આર્દ્રા, પુષ્ય, મૃગશિર એટલામાનું હરકોઈ નક્ષત્ર, અજુવાળા પખવાડીઆની ૫, ૧૦, ૧૫, ૩, ૮, ૧૩, એટલી તિથિઓમાંની ગમે તે તિથિ અને ગુરૂ તથા શુક્ર એ બે વારવાળા સંયોગિક દિવસે બાગ-બગીચા-વાડી વગેરેમાં ફુલઝાડ કે ઝાડ, વેલો, ઔષધીઓના-છોડ વાવવા-રોપવા, જેથી તુરત ઉછરે છે, ગુણયુક્ત થાય છે અને લાભ આપે છે. ॥ ૪૬ ॥

(રોગીને ઐાષધ આપવું તથા રોગમાંથી મુક્ત થાય તે પછી ન્હુવરાવવા માટે.)

શાર્દૂલવિક્રીડિત છંદ.

पौष्णेचेदितिभद्वयेचशशिभेहस्ताचकर्णात्रये ।
मैत्रेकोणपभेसदौषधमथत्यक्त्वाचरिक्तोऽर्कजान् ॥
तत्स्नानंचरभागयोगिनकुजेरिक्तासुकृष्णेदले ।
शुक्रेंदुध्रुवसार्प्पिपौष्णापित्रमादित्स्वानिलर्क्षंत्यजेत् ४७

રેવતી. અશ્વિની. પુનર્વસુ, પુષ્ય, મૃગશિર, હસ્ત, શ્રવણ, ધનિષ્ટા, શતભિષા, તથા અનુરાધા એટલા નક્ષત્રોમાં, અને ૪, ૮, ૧૪ તિથિયો તથા શનિવાર વગરના વારોમાં રોગીને ઐાષધ આપવું શરૂ કરવું જેથી રોગી રોગથી મુક્ત થાય છે; તેમજ રોગીને રોગ મુકત થયા પછી નવરાવવો હોય ત્યારે પણ ૪, ૮, ૧૪ એ તિથિયો, અંધારીયું- પખવાડીયું, ચર સંજ્ઞાવાળાં લગ્ન અને મંગળવારે કરાવવું. પણ શુક્ર, સોમ એ વાર તેમજ ધ્રુવ સંજ્ઞાવાળાં નક્ષત્ર, અશ્લેષા, રેવતી, મઘા, પુનર્વસુ, સ્વાતી એટલાં નક્ષત્રો ટાળીને સ્નાન કરાવવું યોગ્ય છે. ॥ ૪૭ ॥

(ઉપસંહાર.)

ઉપજાતિ છંદ.

नाडापग्रामेविलसत्कवासं । श्रीवाडवानांचरणप्रशादात् ॥ मुहूर्त्तमुक्तावलिनामग्रन्थो । हरितनाम्नारचितःसुबोधं ॥ ४८ ॥

નાડાપ નામના ગામમાં વિલાસ યુક્ત વસિને અને બ્રાહ્મણોના ચરણના પ્રસાદથી સકળ જન હિતાર્થે આ મુહૂર્તમુક્તા-

વળિ નામનો મુહૂર્ત્ત સંબંધી સારો બોધ થવા હરિભટ વિપ્રે લલિત છંદ બદ્ધ ગ્રંથ રચ્યો. ૪૮

इति श्री हरिभट पंडित विरचितायां अष्टचत्वारिंश श्लोकथा अचलेश्वरात्मज पूर्णचंद्रशर्म्मणाकृतं गुर्जर भाषान्तरं संपूर्णम्.

## अथ प्रस्ताविक प्रश्ण संबंधि विषयोनि चूंटणी.

( નક્ષત્ર ધાત કષ્ટાવળિ. )

अश्विनी નક્ષત્ર કાણું છે, તે દિવસે વસ્તુ ચોરાણી કે ખોવાણી હોય તો, દક્ષિણદિશાએ ગએલી અને ૧૩ દિવસે પાછી કષ્ટે હાથ લાગશે. તે દિવસે સંબંધી બંધી ખાને પડયો હોય તો, ૨૦ દિવસે છૂટે અને તે દિવસે રોગી રોગગ્રસ્ત થયો હોય તો ૯ દિવસે કષ્ટે સાજો થશે.

भरणी નક્ષત્ર ચીપડું છે, તે દિવસે વસ્તુનો વિયોગ થયો હોય તો, પશ્ચિમદિશાએ ગએલી, પણ પાછી મળે નહીં, સબંધી બંધથી છૂટે નહીં અને રોગી મરણ પામે.

क्रातिका નક્ષત્ર દેખતું છે, તે દિવસે વસ્તુ ખોવાણી–ચોરાણી હોય તો, ઉત્તરદિશે ગએલી, જડે નહીં, સબંધી બંધીથી ૭ દિને છૂટે અને રોગી ૧ દિવસમાં સાજો થાય.

रोहिणी નક્ષત્ર આંધળું છે, ગઇ વસ્તુ પૂર્વદિશાએ ગઇ પણ જડે નહીં, તે નક્ષત્રે બંધનમાં પડયો છૂટી જાય અને રોગી થયો હોય તો ૨૧ દિવસે સુખીયો થાય.

मृगशिरा નક્ષત્ર કાણું છે, તે દિવસે ગઇ વસ્તુ દક્ષિણદિ-

શાએ ગઈ, પણ હાથ લાગે નહીં, બંધનમાં ફસાયો છૂટે નહીં અને રોગી થયો હોય તો ૭ દહાડે રોગ મટે.

આર્દ્રા નક્ષત્ર ચીપડું છે, ગઇ વસ્તુ પશ્ચિમદિશામાં ગઈ, પણ હાથ લાગે નહીં, બંધનમાં પડયો છૂટે નહીં અને રોગગ્રસ્ત ૭ દિનમાં સુખીઓ થાય.

પુનર્વસુ નક્ષત્ર દેખતું છે તેથી તે દિવસે ગએલી વસ્તુ ઉત્તરદિશાએ ગઇ, ૧૩ દિવસે હાથ લાગે, બંધનમાં પડયો ૧ મહીને છૂટે, અને રોગી દિન ૧૭ માં સાજો થાય.

પુષ્ય નક્ષત્ર આંધળું છે, તેથી તે દિવસે ગએલી વસ્તુ પૂર્વમાં ગઇ, ૫ દિવસમાં જડે, બંધિવાન બે દાહાડામાં બંધથી મુક્ત થાય અને રોગી ૧૭ દિવસમાં રોગથી મુકત થાય.

અશ્લેષા નક્ષત્ર કાણું છે તેથી તે દિવસે ગએલી વસ્તુ દક્ષિણદિશામાં ગઈ તે ૧૫ દિવસમાં હાથ લાગે, બંધિવાન બંધથી છૂટે અને રોગી ૧ મહીનામાં સાજો થાય.

મઘા નક્ષત્ર ચીપડુ છે, તેથી તે દિવસે ગુમ થએલી વસ્તુ પશ્ચિમદિશાએ ગઇ, ૧૫ દિવસમાં જડે, બંધિવાન નહીં છૂટે અને રોગી દિવસ ૧૨ માં સાજો થાય.

પૂર્વાફાલ્ગુની નક્ષત્ર દેખતું છે, તેથી તે દિવસે ચોરાયલી-ખોવાયલી વસ્તુ ઉત્તરદિશામાં ગઈ, તુરંત હાથ લાગે, બંધિવાન દિવસ ૨૧ માં છૂટે અને રોગી દિન ૨૦ માં સાજો થાય.

ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર દેખતું છે, તેથી તે દિવસે ગએલી જણસ ઉત્તરદિશામાં ગઇ ઉતાવળી હાથ ન લાગે, બંધિવાન છૂટે નહીં અને રોગી ૭ દિવસમાં સાજો થાય.

હસ્ત નક્ષત્ર કાણું છે, તેથી તે દિવસે ચોરાયલી-ખોવાયલી વસ્તુ દક્ષિણદિશાએ ગઈ તે પાછી દિવસ ૫ માં જડે, બંધિવાન ૫ દિવસે બંધથી મુકત થાય અને રોગી દિન ૧૨ માં સાજો થાય.

ચિત્રા નક્ષત્ર ચીપડુ છે, તેથી તે દિવસે ગએલી જણસ પશ્ચિમ દિશાએ ગએલી તે દિન ૭૮ માં હાથ લાગે, બંધિવાન

કુશળપણે બંધનથી મુક્ત થાય અને રોગીને દિન ૧૦ માં કરાર થાય.

સ્વાતિ નક્ષત્ર દેખતું છે, તેથી તે દિવસે ગએલી જણસ ઉત્તરદિશાએ ગઇ તે હાથ લાગે, બંધિવાન દિન ૧૦ માં છૂટે અને રોગી મરણ પામે.

विशाखा નક્ષત્ર આંધળું છે, તેથી તે દિવસે ગએલી જણસ પૂર્વદિશાએ ગએલી તે પાછી હાથ લાગે, બંધનથી બંધિ ૧૨ દિવસમાં છૂટે અને રોગી સાજો થાય.

अनुराधा નક્ષત્ર કાણું છે, તેથી તે દિવસે ગએલી વસ્તુ દક્ષિણદિશાએ ગએલી તે દિન ૨૧ માં હાથ લાગે, બંધિવાન દિન ૧૪ માં છૂટે અને રોગી મરણ પામે.

ज्येष्टा નક્ષત્ર ચીપડું છે, તેથી તે દિવસે ગએલી જણસ પશ્ચિમદિશાએ ગઇ તે પાછી હાથ લાગે નહીં, બધિવાન થયો હોય તો છૂટે નહીં અને રોગી થયો હોય તો, ૧ મહીનામાં સાજો થાય છે,

मूळ નક્ષત્ર દેખતું છે, તેથી તે દિવસે ગએલી વસ્તુ ઉત્તરદિશાએ ગએલી તે પાછી જડે નહીં બંધિવાન માસ ૧ માં છૂટે અને રોગી મરણ પામે,

पूर्वाषाढा નક્ષત્ર આંધળું છે, તેથી તે દિવસે ગએલી વસ્તુ પૂર્વદિશામાં ગઇ તે દિવસ ૧૨ માં પાછી હાથ લાગે, બંધિવાન ૧૯ દિનમાં છૂટે અને રોગી મહા મહેનતે સાજો થાય.

उतराषाढा નક્ષત્ર કાણું છે, તેથી તે દિવસે ગએલી વસ્તુ દક્ષિણદિશાએ ગઇ દિવસ ૩ માં જડે, બંધિવાન દિવસ ૨૦ માં છૂટે અને રોગી દિન ૨૦ માં સાજો થાય.

अभिजीत् નક્ષત્ર ચીપડું છે, તેથી તે દિવસે ગએલી વસ્તુ પશ્ચિમદિશામાં ગઇ તે પાછી હાથ લાગે નહીં, બંધિવાન બંધથી છૂટે નહીં અને રોગી મહા કષ્ટથી જીવે.

श्रवण નક્ષત્ર દેખતું છે, તેથી તે દિવસે ગએલી જણસ ઉત્તરદિશામાં ગઇ તે તુરત જડે, બંધિવાન તુરત બંધથી મુકત થાય અને રોગી ક્ષેમપૂર્વક સાજો થાય.

धनिष्टा નક્ષત્ર આંધળું છે, તેથી તે દિવસે ગએલી વસ્તુ પૂર્વદિશામાં ગઇ, ફરી દિવસ ૧૧ માં હાથ લાગે, બંધિવાન દિવસ ૧૬ માં છૂટે અને રોગી દિન ૧૨ માં સાજો થાય.

शतभिषा નક્ષત્ર કાણું છે, તેથી તે દિવસમાં ગએલી જણસ દક્ષિણદિશાએ ગઇ તે દિવસ ૧૫ માં પાછી હાથ લાગે, બંધિવાન થયો છૂટે નહીં અને રોગી મરી જાય.

पूर्वाभाद्रपद નક્ષત્ર ચીપડું છે, તેથી તે દિવસે ગએલો પદાર્થ પશ્ચિમદિશાએ ગયો તે પાછો દિવસ ૨ માં હાથ લાગે બંધાયો છૂટે નહીં અને રોગી ક્ષેમપૂર્વક સાજો થાય.

उत्तराभाद्रपद નક્ષત્ર દેખતું છે, તેથી તે દિવસે ગએલી જણસ ઉત્તરદિશામાં ગઇ તે પાછી દિવસ ૪ માં હાથ લાગે, બંધિવાન બંધથી મુકત થાય અને રોગી સુખપૂર્વક સાજો થાય.

रेवती નક્ષત્ર આંધળું છે, તેથી તે દિવસે ગએલી વસ્તુ પૂર્વદિશામાં ગઇ તે પાછી દિવસ ૧૩ માં હાથ લાગે, તે નક્ષત્રને દિવસે કેદમાં પડયો કે રાજયાના ગુન્હામાં પકડાયો હોય તો દિવસ ૨૮ માં છૂટી જાય અને તે નક્ષત્રના દિવસે માંદો પડયો હોય તો દિવસ ૧૨ માં સાજો થાય. આ પ્રમાણે અઠ્યાવીશે નક્ષત્રોની કક્ષાવળી સમજવી.

## કઇ રાશિવાળા મનુષ્યને કયા નક્ષત્રમાં તાવ આવે તો તે જીવે નહીં?

मेष રાશિવાળાને पूर्वाफाल्गुनी નક્ષત્રે તાવ આવ્યો હોય તો તે જીવેજ નહીં. वृष રાશિ વાળાને हस्त નક્ષત્રમાં તાવ આવ્યો હોય તો તે બચેજ નહીં. मिथुन રાશિવાળાને स्वाति નક્ષત્રે તાવ આવ્યો હોય તો સાજો ન થતાં મરણ પામે છે. कर्क રાશિ-

વાળાને अनुराधा નક્ષત્રે તાવ આવ્યો હોય તો તે સ્વધામમાં પહોંચે છે. सिंह રાશિ વાળાને पूर्वाषाढा નક્ષત્રે તાવ આવ્યો હોય તો તે આ લોક છોડી પરલોકમાં પધારે છે. कन्या રાશિ વાળાને श्रवण નક્ષત્રમાં તાવ આવ્યો હોય તો તે યમપુરી જવા પ્રસ્તાનું મુકે છે. तुला રાશિવાળાને शतभिषा નક્ષત્રે તાવ આવ્યો હોય તો તે મરણને શરણ થાય છે. वृश्चिक રાશિવાળાને रेवती નક્ષત્રે તાવ આવ્યો હોય તો તે યમલોક જવા કમર બાંધી રવાના થાય છે. धन રાશિવાળાને भरणी નક્ષત્રે તાવ આવ્યો હોય તો તે સ્વર્ગવાસિ થાય છે. मकर રાશિવાળાને रोहिणी નક્ષત્રે તાવ આવ્યો હોય તો તે કૈલાસવાસિ થાય છે. कुंभ રાશિવાળાને आर्द्रा નક્ષત્રે તાવ આવ્યો હોય તો તે આ લોકનો થોડા દિવસનો મહેમાન સમજવો. અને मीन રાશિવાળાને अश्लेषा નક્ષત્રે તાવ આવ્યો હોય તો તે જરૂર યમરાજની ભેટ લે છે.

ઇતિ બાર રાશિવાળાની નક્ષત્રઘાત કષ્ટાવળી સમાપ્તં.

## અથ ગોરખપત્રાનું કોષ્ટક.

પંચાંગ પ્રમાણે જો મુહૂર્ત્ત ગામ જવા માટે ન આવતું હોય તો તે ગોરખના મતને અનુસરી ગામ જવું તેની સમજ આ નિચેના કોઠાઓમાં મહીના તિથિયો અને દિશાઓના ફળ સહિત દર્શાવી છે તે પ્રમાણે તપાસી જે દિશાએ જે મહીને અને જે તિથિએ જવું હોય તેના ફળોનો વિચાર વિચારી જાય તો અર્થ સિદ્ધિ થાય છે.



# ગોરખના આંક.

| પોષ. | મહા. | ફાગ. | ચૈત્ર. | વૈશા. | જે. | અષા. | શ્રાવ. | ભાદ્ર. | આ. | કારત. | માગ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ ૧૩ | ૪ ૧૪ | ૫ ૧૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૨ | ૩ ૧૩ | ૪ ૧૪ | ૫ ૧૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ |
| ૩ ૧૩ | ૪ ૧૪ | ૫ ૧૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ |
| ૪ ૧૪ | ૫ ૧૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ ૧૩ |
| ૫ ૧૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ ૧૩ | ૪ ૧૪ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ ૧૩ | ૪ ૧૪ | ૫ ૧૫ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ ૧૩ | ૪ ૧૪ | ૫ ૧૫ | ૬ |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ ૧૩ | ૪ ૧૪ | ૫ ૧૫ | ૬ | ૭ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ ૧૩ | ૪ ૧૪ | ૫ ૧૫ | ૬ | ૭ | ૮ |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ ૧૩ | ૪ ૧૪ | ૫ ૧૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ ૧૩ | ૪ ૧૪ | ૫ ૧૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૨ | ૧ | ૨ | ૩ ૧૩ | ૪ ૧૪ | ૫ ૧૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |

| પૂર્વ | અગ્નિ કોણ. | દક્ષિણ | નૈરૂત્યકોણ. | પશ્ચિમ | વાવ્ય કોણ. | ઉત્તર | ઇશાનકોણ. | |
|---|---|---|---|---|---|---|---|---|
| પૂ. | શૂન્ય ફળ થાય. | દ. | તાત્કાળ ફળ મળે. | પ. | ભયઊપજે. | ઉ. | શૂન્ય ફળ મળે. | ૧ |
| પૂ. | અર્થ લાભ થાય. | દ. | સુખ થાય. | પ. | શૂન્ય ફળ થાય. | ઉ. | સર્વ સિદ્ધિ થાય. | ૨ |
| પૂ. | મરણ થાય. | દ. | મન ચિંતવ્યું થાય. | પ. | મનોર્થસિદ્ધિ થાય. | ઉ. | ઘણો લાભ થાય. | ૩ |
| પૂ. | તાત્કાળ ફળ થાય. | દ. | મનોર્થ સિદ્ધિ થાય. | પ. | વ્હેલું અવાય. | ઉ. | ફરી લાભ થાય. | ૪ |
| પૂ. | ઘેરઆવ્યાપછીફળ થાય. | દ. | અર્થ લાભ થાય. | પ. | અર્થ લાભ થાય. | ઉ. | મનચીંતવ્યું થાય. | ૫ |
| પૂ. | ભય ઊપજે | દ. | ભયઊપજે. | પ. | ઝટ પાછું અવાય. | ઉ. | અર્થ લાભ થાય. | ૬ |
| પૂ. | તાત્કાળ સિદ્ધિ. | દ. | સોભાગ્ય થાય. | પ. | તુરત ફળ મળે. | ઉ. | કલેશ થાય. | ૭ |
| પૂ. | કલ્યાણ થાય. | દ. | તુરત ફળ મળે. | પ. | કલેશ થાય. | ઉ. | અવશ્ય કલેશ થાય. | ૮ |
| પૂ. | તુરત લાભ. | દ. | અર્થ લાભ મળે. | પ. | બંધનમાં પડે | ઉ. | અર્થ લાભ થાય. | ૯ |
| પૂ. | ટંટો થાય. | દ. | વાર થાય. | પ. | અર્થ લાભ થાય. | ઉ. | પુણ્ય લાભ થાય. | ૧૦ |
| પૂ. | કલેશ થાય. | દ. | ઘણો લાભ થાય. | પ. | લાભ ન થાય. | ઉ. | પુણ્ય સિદ્ધિ થાય. | ૧૧ |
| પૂ. | શૂન્ય ફળ થાય. | દ. | ઘણો હર્ષ થાય. | પ. | મરણ થાય. | ઉ. | ધાર્યું કામ થાય. | ૧૨ |

ઉદાહરણ—જુવો પહેલા કોઠામાં-પોષ મહીનાની પડવાને દિવસે પૂર્વદિશાએ તથા અગ્નિકોણમાં ગામ જાય તો શૂન્ય ફળ એટલે ફાયદો થાય નહીં, દક્ષિણદિશાએ તથા નૈઋત કોણમાં જાય તો તુરત કામ ફતેહ થાય, પશ્ચિમદિશાએ તથા વાયવ્ય કોણે જાય તો ભય ઉત્પન્ન થાય અને ઉત્તરદિશાએ તથા ઈશાન કોણમાં ગામતરૂં કરે તો ફળ મળે નહીં. એજ પ્રમાણે માહ મહીનાને બીજે, ફાગણ માસની ત્રીજે, ચૈત્ર માસની ચોથે, વૈશાખ માસની પાંચમે, જેઠ માસની છઠ્ઠે, આષાઢ માસની સાતમે, શ્રાવણ માસની આઠમે, ભાદ્રવા માસની નુમે, આસો માસની દશમે, કારતક માસની અગિયારસે અને માગશર માસની બારસે, એજ દિશાઓ વિદિશિઓમાં જવાથી ઊપર કહ્યા પ્રમાણેજ લાભ-હાનિ થાય છે. આ પ્રમાણે દરેક કોઠાના મહીનાની તિથિએ જે દિશા વિદિશામાં ગામતરૂં કરે તો તે ખુલાશા પ્રમાણે લાભ-હાનિ મળે છે. ત્રીજ અને તેરશ, ચોથ અને ચૌદશ, પાંચમ અને પુનમ એ દિવસનાં સમાન ફળ જાણવાં. અમાવાસ્યા વરજીત કરેલી છે. કેટલાક ગોરખના ગમન મુહૂર્ત માટે ભિન્ન ભિન્ન લેખોથી જુદાં જુદાં ફળ મતિને ભ્રમ ઉત્પન્ન કરાવે છે; પરંતુ મારવાડ દેશના જ્યોતિષિઓ કે જે ચંડુ-આદિના લેખ અને ઉદ્દડ જોશીના ટાળા સત્ય પ્રતીતિ આપે છે તેથી સાધારણ મનુષ્ય પણ એ વાતને કબૂલ કરશે કે મારવાડના જોશીઓ જ્યોતિષના વિષયનું ઊચ્ચ જ્ઞાન ધરાવે છે! તે જ્યોતિષિયોદ્વારા આ ગોરખપત્રપ્રાચીન લેખના પ્રમાણસહ સંશોધિત કરાવેલ છે જેથી બીજા ગમે તેમ મત દર્શાવી ભિન્ન લેખ માટે ટીપ્પસ લગાવતા હોય પણ અમારો તો આ લેખ માટે ઊચ્ચ અભિપ્રાય છે; કેમકે જે વસ્તુ પ્રમાણવડે કરીને સિધ્ધ થાય તેને સર્વ કોઇ બિન તકરારે કબૂલ કરે છે. છતાં છિદ્ર ગવેષીઓ છિદ્રજ શોધ્યા કરે તો તેમની મરજી. કિંબહુ લેખનેન !

શ્રીરસ્તુ.

# अमारा तरफथी वेचावानां पुस्तको.

## ज्योतिर्विद् भूषण.

આ સુબોધ દાતા પુસ્તકમાં જાતક, તાજક અને મુહૂર્ત એ ત્રણે અત્યુપયોગી બાબતનો સમાવેશ કરેલો છે; એટલુંજ નહિ પણ તે વાંચવાથી શિઘ્ર બોધ થાય છે. મૂળ શ્લોક સહિત ગુજરાતી ભાષાંતર વિશેષ વિવેચન સાથે કરવામાં આવેલું છે. સુંદર કાગળ, અક્ષર અને વિલાયતી કપડા સાથે બાઈંડીંગ કરવામાં આવેલ છે; છતાં વિશેષ ફેલાવો થવાના હેતુ માટે કીંમત ઘટાડી ૧-૮-૦ રાખેલ છે માટે ત્વરાએ ગ્રંથ ખરીદી અલભ્ય લાભ સ-પાદન કરો.

## जातकालंकार.

પર્મ પૂજ્ય માહાત્મા શ્રી શુકદેવજી પ્રણીત આ ગ્રંથ છે એટલે તેની ઉત્તમતા અને સત્યતા વિષે વિશેષ વિવેચન કરવાની જરૂર નથી, જેમાં બાર ભુવનનાં નામ, કેંદ્રસ્થાન, ફળાદેશ, અનિષ્ટયોગ, વિષ કન્યા યોગ, અને આયુષ્ યોગ વગેરે બાબતોનો સરસ ચિતાર આપેલ છે. મૂળ શ્લોક સહિત ગુજરાતી ભાષાંતર કીંમત રૂ.૦-૪-૦

## चमत्कार चिंतामणि.

સ્વયં દ્વાદશ ભાવફળ, જન્મ અક્ષર વા, જન્મ પત્રિકાદિ જોવા માટે અત્યંત ઉપયોગી છે. "વરને કોણ વખાણે કે વરની મા" એ પ્રમાણે તેની અમારેજ વધારે પ્રશંસા કરવી એ અયુક્ત છે માટે ખરીદી ખાત્રી કરો. મુળ શ્લોક સહિત ગુજરાતી ભાષાંતર રૂ.૦-૪-૦